# આગિયા

જોઆન રાઇડર

ચિત્ર: ડોન બોલોનેસ



"આ ઉનાળાની એક ગરમ સાંજ છે.

આગિયા ધીરે-ધીરે આખા મેદાનમાં

ઉડવાનું શરુ કરે છે. એ ઝબકારા

મારવાનું શરુ કરે છે. એનો પ્રકાશ

એક સંકેત છે."

આ આહલાદક પુસ્તકમાં, પાઠક

આગિયાના જીવન વિષે જાણશે -

આગિયાના જન્મ થી વયસ્ક થવા
સુધી અને એના અંતિમ દિવસો સુધી.
એ એના ભોજન વિષે, એના દુશ્મનો
વિષે અને એના ઝબકારાના અર્થ
વિષે જાણશે.

સુંદર ચિત્રો આગિયાની દુનિયાને
એના બધા આકર્ષક વિવરણો સાથે
દેખાડશે.

# આગિયા



જોઆન રાઇડર

ચિત્ર: ડોન બોલોનેસ



અંધારા મેદાનમાં,

બે પીળી રોશની ચમકે છે.

એક નર ભમરાનો લાર્વા ચાલી રહ્યો છે.

એ એક નાના કીડા જેવો દેખાય છે.

પણ એના પેટના છેડાની નીચે

નાની રોશની છે.

એને આગિયો કહેવાય છે.



આગિયો ઢીલી, ભીની ધરતીમાં

એનું દર બનાવે છે.

એ ભોજન શોધી રહ્યો છે.

અંધારામાં એ એના શીંગડા જેવી
સ્પર્શેન્દ્રિય (એન્ટેના) થી રસ્તો
તપાસે છે.

એની એન્ટેના ઘાસના પાતળા

મૂળિયાં ને અડે છે.

આગિયો એની પાસેથી નીકળી જાય
છે.

એ મૂળિયાં નથી ખાતો.

એ વનસ્પતિ નથી ખાતો.

થોડી ઢીલી માટી આગિયાની

નીચેથી ખસી જાય છે અને

એ એક છછુંદરના બોગદામાં

પડી જાય છે.

એના ઉપર થોડી માટી પડે છે.

પણ એ એનું માથું

એની કડક પીઠ નીચે ખેંચી

લેય છે.

એને વાગતું નથી.

બોગદાની ભોંય પર એના

એન્ટેના ધીમેથી હલે છે.

એને ભોંય હલતી હોય

એવું લાગે છે.

એક છછુંદર આવી રહ્યો છે.



આગિયો એક નાની સુરંગ ગોતે છે
અને એની અંદર સરકી જાય છે.
છછુંદર પાસે જ છે.
એ સૂંઘે છે.



એને થોડા અળસિયાની ગંધ આવે છે.
એ ઉભો રહે છે અને એને ખાય છે.
ત્યાં સુધીમાં આગિયો સરકીને
ચાલ્યો જાય છે.



આગિયાની એન્ટેના કોઈ ચીકણી,

જીવિત વસ્તુને અડે છે.

એ એક નાનું અળસિયું છે.

બીજો એક આગિયો પણ એને ખાવા ચાહે છે.

અળસિયું ભાગવાની કોશિશ કરે છે,

પણ આગિયા એના મજબૂત

જડબાથી એને બચકાં ભરે છે.

એ વારે-વારે એને બચકાં ભરે છે.

દરેક ડંખ સાથે એ અળસિયાના

શરીરમાં ઝેર મોકલે છે.

થોડા સમયમાં અળસિયું હલી શકતું નથી.

ઝેર, અળસિયાના કોમળ શરીરને

વધારે નરમ બનાવી દેય છે.

પછી આગિયા એને ખાઇ શકે છે.





આગિયો એક પૂર્ણ વિકસિત લાર્વા છે.

એ લગભગ બે વર્ષથી

જમીનની નીચે રહી રહ્યો છે.

જયારે પણ એ મોટો થાય છે,

તો એની એક નવી, મોટી

ત્વચા બને છે અને એની જૂની,

ચુસ્ત ત્વચા ઉતરી જાય છે.

વસંતના અંતમાં,

આગિયા જમીનમાં થોડા

વધારે ઊંડાણમાં જતા રહે છે.

થોડા દિવસોમાં,

એ ફરી એની ત્વચા

ઉતારી દેય છે.



એ હવે પ્યુપા છે.

એ નિસ્તેજ થઈ ગયું છે.



એની પાંખ અને પગ નબળા છે.

જયારે એ આરામ કરે છે,

ત્યારે એનું શરીર

ધીમે-ધીમે ચમકે છે.

લગભગ દસ દિવસ પછી,

એની ત્વચા ફાટે છે.



એક વયસ્ક ભમરો

એમાંથી બહાર સરકે છે.

હવે એ આગિયો બની ગયો
છે.





આગિયો જમીનની નીચે

રહી ન શકે.

એ સરકીને હવામાં જાય છે.

રાત થઈ ગઈ છે.

પણ બહુ મોડું થઈ ગયું છે

આગિયાને ચમકવા માટે.

અને સાથે વરસાદ પણ વરસી રહ્યો છે.

આજ રાતે એ ઉડશે નહીં.

આગિયો એક સૂકા ડાળખાં નીચે આરામ કરે છે.

એના નવા, લાંબા એન્ટિના ભીના થઈ જાય છે.

એ એના પગથી એને સૂકવે છે.

એ એના માથાને એની પીઠ

પરની ઢાલ નીચે સંતાડે છે.



ઘેરા રંગનું પાંખોનું આવરણ

એની પાંખ અને પેટ ની

રક્ષા કરે છે.

એના પેટનો એક મોટો ભાગ

હલકા પીળા રંગનો છે.

એમાં રસાયણ હોય છે

જે પ્રકાશ ઉત્પન્ન કરે છે.

આ એક ઠંડી રોશની છે,

એક એવી રોશની જે સળગતી નથી.

આગિયો એની રોશનીને

નિયંત્રિત કરી શકે છે.

એ ચમકાવી શકે છે અથવા

ચમકારા બંધ કરી શકે છે.

પરોઢિયે, આગિયો ઘાસમાં સરકે છે.

એનું એન્ટિના ઉપર-નીચે હલે છે,

એ બધું અનુભવ કરે છે.

પણ હવે આગિયો એનો

રસ્તો જોઈ શકે છે.

એની નવી, મોટી આંખો

ચમકીલા રંગ અને રોશની જુએ છે.

આગિયાને કંઈક હલતું દેખાય છે.

એ એક અળસિયું છે.

હવે એ જીવડાંને સરખી રીતે જોઈ શકે છે.

પણ એ ફરે છે

અને સરકીને દૂર જતું રહે છે.

એ ભોજનની શોધમાં નથી.

કદાચ એ હવે વધારે નહીં ખાય.





આગિયો એક ઘાસની દાંડી પર ચઢે છે.

એ ઉડવા માટે તૈયાર છે.

પહેલા એ એની પાંખ ખોલે છે.

પછી એને ફેલાવે છે

અને ઝાડીઓમાં ઉડી જાય છે.

દિવસે,

આગિયો સંતાઈ જાય છે.

ઝાડીની નીચે એક દેડકો
ઉછળે છે.

ઝીપ ઝીપ ...

દેડકો એની લાંબી જીભથી

એક શલભને પકડે છે.

પણ એ આગિયાને જોતો
નથી.



આકાશ વધારે કાળું થાય છે.

ઉનાળાની એક ગરમ સાંજ છે.

સૂર્યાસ્ત થતાંજ,

આગિયો સરકીને

બહાર નીકળે છે.

એ ધીરે-ધીરે મેદાનમાં

ઉડવાનું શરુ કરે છે.

એ ચમકવાનું શરુ કરે છે.



એની રોશની ચમકાવતી વખતે

આગિયો નીચે બાજુ ઝૂકે છે,

પછી ઉપરની બાજુ.

એનો ચમકારો ફક્ત અડધી સેકન્ડ

માટે હોય છે.

એ એક ચમકીલા પીળા રંગના

J જેવો દેખાય છે.



પ્રકાશ એક સંકેત છે.

દરેક પ્રકારના આગિયા

એની વિશેષ રીતે ઉડે છે

અને એનો સંકેત ચમકાવે છે.

થોડા સમયમાં બીજા આગિયા પણ
ચમકવા લાગે છે.



થોડા એ આગિયાની જેમ જ ઝૂકે છે.

એ એની જેમ જ,

પોતાના પીળા રંગના J ચમકાવે છે.

બીજા આગિયા બહુ નીચે ઉડે છે.

એ અલગ પ્રકારના છે.

એ એક સ્થાન પર રોકાય છે

અને એક બહુ નાની રોશની ચમકાવે છે.

એની ચમક એક નાના

ચમકીલા દડા જેવી દેખાય છે.

મેદાનની ઉપર ચમકવાવાળા

બધા આગિયા નર છે.

એ સંકેત મોકલી રહ્યા છે,

પણ એક-બીજાને નહીં.



ઘાસમાં માદા આગિયા છે.

એ ચમકતી રોશની જુએ છે

અને ઘાસની દાંડી પર ચઢી જાય છે.

એ ત્યાં સુધી રાહ જુએ છે

જ્યાં સુધી એને એની પ્રજાતિના

કોઈ નરનો બરાબર સંકેત ન મળે.

પછી એ પણ ચમકે છે.

માદા આગિયો ચમકે છે.

અને નીચે ઉડવાવાળો નર પણ ચમકે છે.

નીચે, એક માદા તરત ચમકે છે.

એનો નાનો સંકેત બહુ જલ્દી આવે છે.

ખોટો સંકેત મળવાથી આગિયો ઉડી જાય છે.

પણ નીચે ઉડવાવાળો નર

ફરી ચમકે છે.

માદા પણ જલ્દીથી ચમકે છે.

આ એને માટે યોગ્ય ઉત્તર છે.

એ એક જ પ્રકારના આગિયા છે.

એ સંભોગ કરશે.



નર આગિયાનો સમૂહ

એક સાથે નીચે ઉડે છે.

નર આગિયો એને ચમકતા જુએ છે.

એ પણ એની સાથે ચમકે છે.

ઘાસમાં એક માદા છે.

પણ બીજો નર

પહેલાજ એની પાસે પહોંચી જાય છે.



આગિયો એક ઘર પાસેથી ઉડે છે.

એ એક નર આગિયાને કરોળિયાના

જાળામાં ફસાયેલો જુએ છે.

નાનો કરોળિયો

આગિયાના પગને બચકાં ભરી રહ્યો
છે.

એના બચકાં ઝેરી હોય છે.

ફસાયેલો આગિયો

હવે એની રોશનીને

નિયંત્રિત કરી શકતો નથી.

એ રોકાયા વગર એકધારો

ચમકે છે.



એક છોકરી આગિયાને

ઉડતો જુએ છે.

સાંજના અંધારામાં એને ઉડતો

જોવો મુશ્કેલ હોય છે.

પણ જયારે એ ચમકે છે,

તો એ એને પકડી લેય છે.



છોકરીને એનો એન્ટેના એની

હથેળીને અડતો હોય એવો

અનુભવ થાય છે.

એ જુએ છે કે એનો ચમકારો

એની આંગળીઓ પર પ્રકાશ

પાડે છે.

પણ એની ઠંડી રોશની

એને દઝાડતી નથી.

આગિયો જલ્દીથી

એની આંગળીના

ટેરવા સુધી સરકે છે

અને ઉડી જાય છે.



અંધારું થવા લાગ્યું છે

અને હવા ફૂંકાવા લાગી છે.

આગિયા નવા આગિયાને

ચમકતા જુએ છે.

એ થોડા જૂદા પ્રકારના છે.

એ સાંજના અંધારામાં ઉડવાનું શરુ કરે
છે

અને અંધારું થયા પછી ઘણી વાર

સુધી ચમકતા રહે છે.

એ ઘણા શરૂઆતના ઉડવાવાળા

આગિયાથી મોટા છે

અને એની રોશની લીલી છે.

આગિયો નીચે જાય છે અને ચમકે છે.

એવી જ રીતે બીજો એક નર

પણ નીચે આવે છે અને ચમકે છે.

નીચે, એક માદા એનો ઉત્તર ચમકાવે છે.

આ બરાબર સંકેત છે.

બંને નર ઉડીને નજીક આવે છે.

પણ હવાનું ઝોકું

આગિયાને પાછળ ધકેલે છે.

બીજો નર એની પહેલા

માદા પાસે પહોંચે છે.





પણ માદાએ એને છેતર્યો છે.

એ એની સાથે સંભોગ નહીં કરે.

એ એક લીલો-ચમકાવતો આગિયો છે.

એ બીજી માદાની નકલ કરી શકે છે.

એ એના સંકેતને ચમકાવી શકે છે.

એટલે જયારે એ નર આવે છે,

ત્યારે એ એને ખાઇ જાય છે.

રાતે હજી પણ થોડી ચમકતી

પીળી રોશનીઓ છે.

થોડા જલ્દી ઉડવાવાળા આગિયા

સંભોગ કરી ચુક્યા છે.

બીજા આરામ કરી રહ્યા છે.

એ ફરી ચમકશે,

બીજી એક ગરમ સાંજે.

આગિયો હજી ચમકી રહ્યો છે.

પણ ઘાસ અંધારિયું છે.

એ આગળ વધે છે

અને ફરી કોશિશ કરે છે.



ઘાસમાં એક રોશની છે!

એ એક લાંબો ચમકારો જુએ છે,

અને સામે ચમકારો કરે છે.

બે સેકન્ડ પછી,

માદા ફરી ચમકારો કરે છે.

એ બરાબર સંકેત છે.



એ માદા પાસે

ઉતરવાની કોશિશ કરે છે,

પણ હવા એને દૂર લઈ જાય છે.

ઘાસમાં, એ ચમકે છે.

એ એના એન્ટેના ઉપર કરે છે.

એ સ્થિર ઉભે છે અને જુએ છે.

માદા પાછી ચમકારો કરે છે.

એની રોશની બહુ ઓછી છે.

પણ એ એનું પેટ ફેરવે છે

જેનાથી એની રોશની એના તરફ ચમકે.



એ ફરે છે અને એની
તરફ સરકે છે.

એ ફરી ચમકારો કરે છે.

એ એના ચમકારાની રાહ જુએ છે.

એ એને એની તરફ આવવા માટે
માર્ગદર્શન કરે છે.

એ એની ગંધ સૂંઘતો નથી.

એ એને સાંભળી શકતો નથી.

પણ એ એની રોશની જોઈ શકે છે.

એ એના ચમકારાનો પીછો કરે છે
જ્યાં સુધી એ દાંડી સુધી પહોંચે છે.

એ સરકે છે.

એ એને એના એન્ટેનાથી અડે છે.

એ એને અડે છે.

અને એ સંભોગ કરે છે.





પછી નર ઉડી જાય છે.

એને આરામ કરવા માટે

જગ્યા મળી જાય છે.

મેદાનમાં રહેલા બધા આગિયાની જેમ,

એ પણ થોડા વધારે

અઠવાડિયા જીવી શકે છે.

એની સાથી ઘાસમાં રહે છે.

એનું શરીર ઇંડા થી ભરાયેલું છે.

થોડી રાત પછી,

એ એને

જમીનપર મૂકવાનું શરુ કરે છે.

એ એને ઘાસની દાંડી નીચે,

અને શેવાળની નીચે,

એક-એક કરીને મૂકે છે.



જેમ-જેમ દરેક

ઇંડુ વિકાસ પામે છે,

એ ચમકવા લાગે છે.

દરેકમાંથી એક આગિયો બને છે.

થોડા અઠવાડિયામાં,

નાના આગિયા ઇંડામાંથી નીકળે છે.

એ ભૂમિની નીચે જતા રહે છે.

ત્યાં એ ચમકતા રહેશે અને

બે વર્ષ સુધી મોટા થતા રહેશે,

જ્યાં સુધી એ આગિયા ન બની જાય.

**સમાપ્ત**